



# પુસ્તકનું નામ : "શ્રી ઇમામશાબાવાની ભવિષ્યવાણી"

## પુસ્તકમાં પ્રકરણ : કચ્છમાં મોકલાવેલ શિષ્યોને સુચના

**શ્રી ઈમામશાબાવાની તબિયત ઘણીજ નરમ હોવાથી આ પુસ્તક લખાયેલ છે જે મારા શિષ્યોને ભવિષ્યમાં ઘણું જ ઉપયોગી થશે.**

અત્યારના જમાના મુજબ તમને તમારા શરીર ઉપર કે તમારા હીન્દુ ધર્મ ઉપર કોઈ જાતની આફત ન આવે એટલા માટે હું તમને ફકત જનોઈઓ અમુક સમય માટે ઉતરાવી નખાવું છું.

!બાકી ખાસ કરીને મુર્તિપુજાનો હંમેશા ને માટે ત્યાગ કરાવું છું.

પણ જનોઈ તમીને પછી ધારણ કરવાની ફરજ પડશેજ જેથી મે મારા હ્રામર્માં જનોઈઓ સહીસલામત સાચવી રાખેલ છે. કારણ કે તે તમોને તમારાપૂર્વજો જનોઈ ધારી હતા તેનું સ્મરણ રહે.

કારણ કે સમય પુરે થયા બાદ તમને જનોઈઓ પછી ધારણ કરવાની ખાસ ફરજ પડશેજ. સમય પુરો થવાની તારીખ સંવત ૨૦૨૯ ના સાલ બોદ જો તમો જનોઈઓ ધારણ નહી કરો તો તમારી હીન્દુ સમાજમાં ઘણીજ અપકીર્તિ થશે.

અને જનોઈઓ ધારણ કરી લેવા વાળાને પોતાની જ્ઞાતિમાં અને હિંદુ સમજમાં ઘણીજ દ્દિતિ ફેલાશે એવું મારૂ વચન છે.

મે તમારી જનોઈ સિવાય તમારાં ધર્મમાં કે તમારા હિંદુ રિવાજોમાં કોઈપણ જાતના ફેરફાર કરાવેલ નથી તેમ તમારા હિંન્દુ તહેવારોમાં કોઈપણ જાતનો ત્યાગ કરાવેલ નથી.

બીજુ તમો ઈશ્વરનો જાપ જપવામાં જે 'ઓમ' નો જાપ જપો છો તેમાં હું પણ સહમત છું તમો વિશ્વનું સંપ્રદાય છો તે પણ હું જાણું છું તેમાંથી ફકત મૂર્તિપુજા સિવાય બીજુ કંઇપણ છોડવતો નથી.

પરંતુ ઘણા દિવસો વિતી જવા બાદ મારા વારસદારો સંવત ૧૭૯૨ માં તમોને મીરઃ અને અથર્વ વેદનું જુદું નામ દઈને તમારા હિન્દૂ ધર્મ મી ફેરફાર કરવા માટે અરબી ભાષા માં મુસલમાના સબ્દોનો ઉમેરો કરી તમોને સમજાવશે અને શીખડાવશે; સાથે સાથે 'કળશ પુજા' પણ ચાલુ કરાવશે. તેમ મરણ અને પરણ પાછળની ક્રિયામાં પણ હિન્દુ ધર્મ થી ઘણોજ વિરૂદ્ર કરાવશે. અને તમને 'મુમના' ને નામે ઓળખાવશે.

આવી ઘણીય બાબતોમાં મુસલમાની રિવાજો દાખલ કરાવશે. અને સંપ્રદાયનું નામ 'સત-પંથ રાખશે. વળી ઘણા સમાજો, પંથો સંપ્રદાયોમાં જનતા અટવાશે. પાછા અમુક વર્ષ વીતી ગયા બાદ સંવત ૧૮૩૨માં તમારામાં પ્રાચીન કાળથી ચાલી આવતા રિવાજો જેવા કે, પરણવામાં 'ચોરીફેરા' 'મૃતદેહ' એટલે અગ્નિ દાહ આ બન્ને રિવાજો કઢાવી નખાનશે અને તેની સાથે તમારા ભાટને પણ કઢાવી નાખશે.

ત્યારબાદ સંવત ૧૮૮૧ માં ગુજરાત એક જગદ્ગુરૂનો જન્મ થશે અને તે બાળ બ્રહ્મચારી હશે. તેઓ યોગાભ્યાસ મેળવીને તેઓને સમાધીમાં ઈશ્વરની પ્રેરણાથી ખબર મળશે કે ચાર વેદો જર્મની પાસે છે. તેઓ અહીથી લઈ ગયા છે. એટલે આ રૂષિ વેદોને પાછા મંગાવી લેશે

ત્યરબદ સંવત ૧૯૩૦ આખા સંસાર ભરમાં વેદોનો અવાજ પહોચાડશે. અને વેદના અભાવે અનેક ઈશ્વરવાદ પેદા થશે. એટલે તેમાથી જુદા જુદા ધર્મના સંપ્રદાયો પેદા થશે. તેનુ ખંડન કરશે. અને ઇશ્વર સૌમાં એકજ છે. અને તે નિરાકાર અને સર્વ વ્યાપક છે. એવા એકજ ઈશ્વરનું ભાન કરાવશે મનુષ્ય માત્ર વેદોને માનતા થયા બાદ સાચી શાંતિ મેળવી શકશે.

સંવત ૨૦૨૯ બાદ થોડા એક દિવસોમાં સતપંથીઓ વેદોને માનતા થઈ જશે. એટલે પછી વેદની આજ્ઞા મુજબ જનોઈઓ પણ ધારણ કરી લેશે તેમ ધર્મ કર્મમાં પણ વેદોને અનુકુળ એટલે હોમ હવન કરતા થઈ જશે. અને પછી સતપંથને બદલે "વૈદિક ધર્મ" નામ રાખવામાં આવશે. આ ધર્મનુ ખંડન સંસારભરમાં કોઈ કરી શકશે નહિં.

હુ પણ નમાઝ રોજાને માનતો નથી. વેદ ને માનું છું

**લિ. ઇમામશાબાવા**

નકલ ઉતારી :—

**પુ. શીવગણુબાપાએ નૈરોબીમાં** સંવંત ૧૯૮૪ વૈશાખ સુદ ને ગુરૂવાર

છપાવી પ્રસિદ્ર કર્તા :પટેલ મનજીભાઇ કરશભાઈ ॐ પ્રચારક મહાજ્ઞાની મહામૂર્ખ

—વી.પી. પ્રિન્ટર્સ ધરતીનાલાલ કાર્યાલય ભૂજ-કચ્છ—